વડીલો નો વિનય જાળવવો.

ૐ

શ્રી.

# સામાયક વ્રત.

( અર્થ તથા સંવાદો સહિત )


લેખક, અને પ્રકાશક.

મંગળજી હરજીવન ચીતલીયા.

રહેવાસી રાજકોટ.

(સત્યપ્રકાસ, મનહરમાળા ઈત્યાદિનો કર્ત્તા.)


આ પુસ્તક મહાપુરૂષ સુંદરજી સ્વામી તથા મહાપુરૂષ લખમીચંદજી સ્વામી પાસે શુદ્ધ કરાવેલ છે


વીર સં. ૨૪૪૩ વિ. સં. ૧૯૭૩

પ્રત ૧૦૦૦.


લ્હાણી, પ્રભાવનાં, અને જૈનશાળાઓ માટે યોગ્ય કમીશનથી આપશું.


અમદાવાદ—શ્રી સત્યવિજય પ્રીન્ટીંગ પ્રેસમાં શા. સાંકલચંદ હરિલાલે છાપ્યું.

કિમ્મત રૂ. ૦-૧-૦.


સાચું બોલતાં શીખવું.

નીતિ એ ધર્મ છે. માટે નીતિ જાળવવી.

વડીલો નો વિનય જાળવવો.

ૐ

શ્રી.

# સામાયક વૃત્ત.

( અર્થ તથા સંવાદો સહિત. )

લેખક, અને પ્રકાશક.

ગળજી હરજીવન ચીતલીયા.

રહેવાસી રાજકોટ.

(સત્યપ્રકાસ, મનહરમાળા ઈત્યાદિના કર્ત્તા.)

આ પુસ્તક મહાપુરૂષ સુંદરજી સ્વામી તથા મહાપુરૂષ લખમીચંદજી સ્વામી પાસે શુદ્ધ કરાવેલ છે

વીર સં. ૨૪૪૩ વિ. સં. ૧૯૭૩

પ્રત ૧૦૦૦.

લ્હાણી, પ્રભાવનાં, અને જૈનશાળા માટે યોગ્ય કમીશનથી આપશું.

અમદાવાદ—શ્રી સત્યવિજય પ્રીન્ટીંગ પ્રેસમાં શા. સાંકલચંદ હરિલાલે છાપ્યું.

કિમ્મત રૂ. ૦-૧-૦.

સાચું બોલતાં શીખવું.

---

પ્રકાશક.

મંગળજી હરજીવન ચીતલીયા.

રહેવાસી રાજકોટ.

અમદાવાદ પાંચકુવે શ્રી સત્યવીજય પ્રીન્ટીંગ
પ્રેસમાં શા. સાંકલચંદ હરીલાલે છાપી.

આવૃતી ૧ લી.

# અર્પણ પત્રિકા.



**ગોંડલ સંપ્રદાયના નામથી ઓળખાતા શ્રીમાન મહાત્મા રત્નશ્રી ૭ સુંદરજી સ્વામીનાં અભ્યુદયોત્સાહી મુખ્ય શિષ્ય મુનિ શ્રી ચત્રભજજી સ્વામી.**

આપે રાગદ્વેષની દુષ્ટ પ્રવૃત્તિનો ક્ષય કરી પવિત્ર જૈન ધર્મની સંપૂર્ણ સેવા બજાવી છે, સત્યાવલંબી બની જાહેર હિમ્મતવડે સામાજીક સડો દુર કરવામાં સ્વાત્મભોગ આપેલો છે, અને વિશાળ દ્રષ્ટિથી એક-બિજાનાં વિચારોની આપલે કરી જૈનેત્તર વિદ્વાનોનાં હૃદયમાં જૈનધર્મની સ્તુત્ય છાપ બેસાડી છે, ઇત્યાદિ સદ્‌ગુણોથી આકર્ષાઇ આ ધાર્મિક નાનું પણ ઉપયોગી પુસ્તક હું આપને અર્પણ કરી કૃતાર્થ થાઉં છું.

લી. હું છું આપનાં અમર આત્મા
નો શાન્તિ ઇચ્છક
સેવક,

**મંગળજી હરજીવન ચીતલીયા.**

ૐ

' શ્રી. અ. સિ. આ. ઉ. સાય. નમઃ '

શ્રી

# સામાયક વૃત્ત.



## પાઠ ૧, નવકારનો.

નમો-નમસ્કાર હોજો.

અરિહંતાણં-કર્મરૂપિ શત્રુને હણનાર એવા શ્રી અરિહંતને.

નમો-નમસ્કાર હોજો.

સિદ્ધાણં-સકળ કાર્ય સાધનાર એવા શ્રી સિદ્ધ ભગવંતને.

નમો-નમસ્કાર હોજો.

આયરિયાણં-પાંચ આચાર પાળે, અને પળાવે એવા શ્રી આચાર્યજીને.

નમો-નમસ્કાર હોજો.

ઉવજ્ઝાયાણં-શુદ્ધ સુત્ર ભણે અને ભણાવે એવા શ્રી ઉપાધ્યાયજીને.

નમો-નમસ્કાર હોજો.

લોએ સવ્વ સાહૂણં-લોકાને વિષે સર્વ સાધુજીને.

---

## નવકારનો સંવાદ.

ચંદુલાલ-મીત્ર ચુનિલાલ ! સામાયકનો પહેલો પાઠ શેનો છે ? અને શા માટે મુકયો છે ?

ચુનિલાલ-મીત્ર ચંદુલાલ ! પહેલો પાઠ નવકારનો છે; અને તે પંચ પરમેષ્ટિને નમસ્કાર કરવા માટે મુકયો છે.

ચંદુલાલ-ભાઇ ! પંચ પરમેષ્ટિના નામ આપ જાણો છો ? જો જાણતા હોતો મહેરબાની કરી કહી બતાવો.

ચુનિલાલ-હા ! જુઓ સાંભળો; ૧ અરિહંત, ૨ સિદ્ધ ભગવાન્, ૩ આચાર્ય, ૪ ઉપાધ્યાય, અને ૫ સર્વ સાધુજી.

ચંદુલાલ-પંચ પરમેષ્ટિનાં બધા મળીને ગુણોનો સરવાળો કેટલો આવે છે ?

ચુનિલાલ-સર્વ ગુણોનો સરવાળો ૧૦૮ નો આવે છે.

ચંદુલાલ-તે આપે કેવી રીતે ગણ્યા ?

ચુનિલાલ-અરિહંતનાં ૧૨, સિદ્ધ ભગવાનનાં ૮, આચાર્યજીનાં ૩૬, ઉપાધ્યાયજીનાં ૨૫, અને સાધુજીનાં ૨૭.

ચંદુલાલ-અરિહંત દેવ, અને સિદ્ધ ભગવાનમાં મોટું કોણ ?

ચુનિલાલ-સિદ્ધ ભગવાન મોટા છે; કારણ

કે તેણે આઠે કર્મ ખપાવી નાંખ્યા છે.

ચંદુલાલ—ત્યારે પ્રથમ પદે સિદ્ધ ભગવાનને નમસ્કાર કરવાનું નહિં કહેતાં અરિહંતજીને શા માટે કહ્યું હશે ?

ચુનિલાલ—અરિહંતે સિદ્ધ ભગવાનને ઓળખાવ્યા માટે વિવેકની ખાતર.

ચંદુલાલ—આવા મહાન્ પુરૂષો પણ વિવેકને છોડતા નથી; તો શું આપણે વિવેકને છોડવા જેવો છે ?

ચુનીલાલ—કદિજ નહિં. આપણે પણ આપણાં ધર્મ ગુરૂઓનો, માંબાપનો, માસ્તર સાહેબનો, અને વડીલોનો વિવેક સાચવવા શીખવું જોઇએ.

## પાઠ ૨, તિખ્ખુત્તોનો.

તિખ્ખુત્તો–ત્રણવાર.

આયાહિણં–બે હાથ જોડી જમણા કાનથી ડાબા કાન સુધી.

પયાહિણં–પ્રદક્ષિણા કરીને.

વંદામિ–વાંદુ છું.

નમંસ્સામિ–નમસ્કાર કરૂંછું.

સક્કારેમિ–સત્કાર દઉં છું.

સમ્માણેમિ–સન્માન દઉં છું.

કલ્લાણં–કલ્યાણકારી છો.

મંગળં–મંગળકારી છો.

દેવયં–ધર્મદેવ સમાન છો.

ચેઇયં–છકાય જીવને સુખદાયક છો.

પજ્જુવાસ્સામિ—પુજવા લાયક હોવાથી આપની સેવા કરૂં છું.

---

## તિખુત્તાનો સંવાદ.

મગનલાલ-મીત્ર મણીલાલ ! સામાયકમાં તિખુત્તાનો પાઠ કેટલામો છે ? ને શા માટે મુકયો છે ?

પ્રાણુલાલ-તિખુત્તાનો પાઠ બીજો છે, અને તે પંચ પરમેષ્ટિને વીધી સહિત નમસ્કાર કરવા માટે મુકયો છે.

મગનલાલ-બંધુ ! નમસ્કાર કરવાથી શું થાય?

પ્રાણુલાલ-નમસ્કાર કરવાથી પુણ્ય બંધાય; અને વિવેક પણ જળવાય.

મગનલાલ-પુણ્ય કોને કહેવાય ?

પ્રાણુલાલ-પર જીવને શાન્તિ આપવી તેને પુણ્ય કહેવાય.

મગનલાલ-પંચ પરમેષ્ટિમાં સાધુપણું કેટલા પાળે ? ને કયા કયા ?

પ્રાણુલાલ-પંચ પરમેષ્ટિમાં સાધુપણું ચાર પાળે. ૧ અરિહંત, ૨ આચાર્ય, ૩ ઉ-

પાધ્યાય, અને ૪ સાધુ.

મગનલાલ—ત્યારે સિદ્ધ ભગવાન સાધુપણું કેમ ન પાળે ?

પ્રાણલાલ—સિદ્ધ ભગવાને આઠે કર્મ ક્ષય કર્યાં છે; એટલે તેને સંસારમાં રખડવા જેવું નથી માટે.

મગનલાલ—કર્મ કેટલા છે ?

પ્રાણલાલ—કર્મ આઠ છે.

મગનલાલ—કર્મ એટલે શું ?

પ્રાણલાલ—સંસારમાં રહીને સુખ દુઃખ આપનાર.

---

## પાઠ ૩. ઇરિયાવહીનો.

ઇચ્છામિ—ઇચ્છું છું.

પડિક્કમિઉં—પાપકર્મથી છુટવા માટે.

ઇરિયા વહિયાએ—રસ્તામાં ચાલતી વખતે.

વિરાહણાએ—દુઃખ દીધું હોય.

ગમણા ગમણે-જતાં આવતાં.
પાણ ક્કમણે-પ્રાણી જીવને કચર્યા હોય.
બીય ક્કમણે-બીજ કચર્યા હોય.
હરિય ક્કમણે-વનસ્પતિ કચરી હોય.
ઉસ્સા-ઝાકળ.
ઉત્તિંગ-કીડીઆરૂં.
પણુંગ-લીલફુગ.
દગ્ગ-કાચું પાણી.
મટ્ટી-કાચી માટી.
મક્કડા-કરોળીઆનાં પડ.
સંતાણાં-કરોળીઆની જાળ.
સંક્કમણે-એ સર્વને કચર્યા હોય.
જેમેજીવા-જે મેં કોઇ જીવને.
વિરાહીયા-દુઃખ દીધું હોય.
એગેંદિયા-એક ઇંદ્રિયવાળા જીવ.
બેઇંદિયા-બે ઇંદ્રેયવાળા જીવ.
તે ઇંદિયા-ત્રણ ઇંદ્રિયવાળા જીવ.

ચૌરિંદિયા-ચાર ઈંદ્રિયવાળા જીવ.
પંચિંદિયા-પાંચ ઈંદ્રિયવાળા જીવ.
અભિહુયા-સામા આવતા હણ્યા હોય.
વત્તિયા-ધુળે કરી ઢાંકયા હોય.
લેસયા-મસળ્યા હોય.
સંઘાઈયા-એક બીજા સાથે અથડાવ્યા હોય.
સંઘટ્ટિયા-થોડો સ્પર્શ કરી દુઃખ દીધું હોય.
પરિયાવિયા-સર્વ પ્રકારે પીડા ઉપજાવી હોય.
કિલામિયા-કિલામના ઉપજાવી હોય.
ઉદ્દવિયા-ફાળ પાડી હોય.
ઠાણાઓઠાણું-રહેવાનાં ઠેકાણેથી બીજે ઠેકાણે.
સંકામિયા-મુકયા હોય.
જીવિયાઓ-જીવતર થકી.
વવરૌવીઆ-નાશ કીધો હોય.
તસ્સ-તેનું.
મિચ્છામિ દુક્કડં-ફળ મને નિષ્ફળ થાઓ.

## ઇરિયા વહીનો સંવાદ.

**પાનાચંદ**–મીત્ર માણેકચંદ ! ઇરિયા વહીનો પાઠ કેટલામો ને શા માટે મુકયો છે ?

**માણેકચંદ**–તે પાઠ ત્રીજો છે;–અને રસ્તાને વિષે હાલતા ચાલતા જે કોઇ '**અજાણતા**' પાપ દોષ લાગ્યો હોય તેની માફી માગવા માટે મુકયો છે.

**પાનાચંદ**–પાપ કોને કહેવાય ?

**માણેકચંદ**–પર જીવની લાગણી દુખાવવી, તેનું નામ પાપ કહેવાય.

**પાનાચંદ**–ઉપાશ્રયમાં સામાયક કરનારાઓ દરરોજ મોટા અવાજે કહે છે કે 'જાણતા અજાણતા' જે કોઇ પાપ દોષ લાગ્યો હોય, તો તે તસ્સ મિચ્છામી દુક્કડં. તે શું સત્ય છે ?

**માણેકચંદ**–તદન જુઠુંજ છે. ચોરી નહિં કરવાનાં સરકારનાં કાયદાને તોડી પાછળથી ચોરી કરવા માટે માફી માગ-

વાથી શું તે માફી મળી શકે છે?
ના નહિંજ.

પાનાચંદ–ત્યારે શું અજાણતા થએલ પાપ દોષની માફી મળી શકે ખરી?

માણેકચંદ–જો શુદ્ધ હૃદયથી પૂર્ણ પશ્ચાતાપ વડે માફી માગવામાં આવે, અને પછી પાછળના દિવસે પહેલા દિવસ કરતાં ઓછું પાપ થવા માટે ઉપયોગ રાખે; તો મળી શકે ખરી.

પાનાચંદ—પાપ કેટલા પ્રકારે લાગે છે? અને તેને કેવા પ્રકારનું પાપ કહેવામાં આવે છે?

માણેકચંદ-પાપ ત્રણ પ્રકારે લાગે છે, મન, વચન, અને કાયા. મનથી જે પાપ લાગે છે તેને માનસીક પાપ, વચનથી પાપ લાગે છે તેને વાચીક પાપ, અને કાયાથી પાપલાગે છે તેને કાયીક અથવા તો શારીરીક પાપ કહેવામા આવે છે.

## પાઠ ૪, તસ્સઉત્તરીનો.

તસ્સઉત્તરી કરણેણં-તેને વિશેષ શુદ્ધ ક- રવા સારૂ.

પાયચ્છિત કરણેણં-લાગેલા પાપનું છેદન કરવા સારૂ.

વિસોહિ કરણેણં-વધારે નિર્મળ કરવા સારૂ.

વિસલ્લી કરણેણં-શલ્ય રહિત કપટ, નિયા- ણું, અને મિથ્યાત્વ

પાવાણં કમ્માણં-પાપ કર્મ.

નિગ્ઘાએણ-ટાળવાને.

ઠાએ-અર્થે.

ઠામિ-સ્થિર રહીને.

કાઉસ્સગં-કાયા હલાવવી નહિં તે.

અન્નથ-તેમાં હવે પછી કહ્યા પ્રમાણે કાયા હલે તેની છુટ રાખું છું.

ઉસ્સસિયેણું-ઉંચો શ્વાસ લેવાથી.
નીસ્સસિયેણું-નીચો શ્વાસ મુકવાથી.
ખાસિએણું-ઉધરસ આવવાથી.
છીએણું-છીંક આવવાથી.
જંભાઇએણું-બગાસું આવવાથી.
ઉડુએણું-ઓડકાર આવવાથી.
વાયનિ સગ્ગેણું-વા સરવાથી.
ભમલીએ-ફેર તથા ચકરી વિગેરે આવવાથી.
પિત્ત-વમન કરવાથી.
મુચ્છાએ-મૂર્છા આવવાથી.
સુહુમેહિં અંગ સંચાલેહિં-સૂક્ષ્મ શરીર હલવાથી.
સુહુમેહિં ખેળ સંચાલેહિં-થોડાક બળખો આવતા હલવાથી.
સુહુમેહિં દિઠિ સંચાલેહિં-થોડીક નજર હલવાથી.
એવમાઇ એહિં-એ આદિ બીજા મનમાં

ચિંતવ્યા હે.ય તે.

આગારેહિં-મોકળથી-છુટથી.

અભગ્ગો-ભાગે નહિં.

અવિરાહીઓ-હાનિ પહોંચે નહિં.

હુજ્જ મે-હોજો મ્હારો.

કાઉસગ્ગ-કાયાનું અણ હલાવવું.

જાવ અરિહંતાણં-જ્યાં સુધી અરિહંતનું
નામ સંભાળું.

ભગવંતાણં-ભગવંતનું નામ સંભાળું.

નમો કારેણં-નમસ્કાર કરૂં.

ન પારેમિ-ન પાળું અગર ધ્યાન ન મુકું.

તાવ કાયં-ત્યાં સુધી કાયાને.

ઠાણેણં-એક સ્થાને સ્થિર રાખીને.

મોણેણં-અબોલ રહીને.

ઝાણેણં-ધ્યાને કરીને.

અપ્પાણં-આત્માને.

વોસિરામિ-તજુંછું. ( અસુભ જોગમાં જતા આત્માને )

---

## તસ્સઉત્તરીનો સંવાદ.

શાન્તિલાલ-મીત્ર કાન્તિલાલ ! તસ્સ ઉત્ત. રીનો પાઠ કેટલામો છે ? અને શા માટે મુકયો છે ?

કાન્તિલાલ-તે પાઠ ચોથો છે; અને ઇરિયાવ- હીથી નિર્મળ થએલ આત્માને વિશેષ શુદ્ધ થવા માટે મુકયો છે.

શાન્તિલાલ-આત્મા પોતે તો શુદ્ધ જ છે, છતાં વળી તેને શુદ્ધ કરવાની શું જરૂર છે ?

કાન્તિલાલ-આત્મા શુદ્ધ હોવા છતાં કર્મોના આવર્ણો ને લઇ અશુદ્ધ થએલ છે; માટે તે કર્મરૂપી મેલને દૂર કરવાની ખાસ જરૂર છે.

શાન્તિલાલ–પાપરૂપી કાદવમાંથી આત્માને નિર્મળ બનાવવા માટેનો સરસ ઉપાય કયો છે ?

કાન્તિલાલ–ઉત્તમ ધ્યાન સહ કાઉસગ્ગ.

શાન્તિલાલ–કાઉસગ્ગમાં કેટલા પ્રકારની છુટ મુકી છે ? અને તે કયા કયા ?

કાન્તિલાલ–તેર પ્રકારની છૂટ આપી છે. તે ' ઉસ્સસિયેણું ' થી ' સુહુમેહિં દિઠિ સંચાલેહી ' સુધી ગણુતા તેર થાય છે. તે તસ્સઉત્તરીનાં પાઠથી જાણી લેશો.

શાન્તિલાલ–કાયાની પરવશતાને લઈ ઉપર જણાવેલા તેર પ્રકાર ઉપરાંત કોઇપણ પ્રકાર મનમાં ધારી કાઉસગ્ગ કરવો હોય તો થઇ શકે ?

કાન્તિલાલ–ઘણી ખુશીથી થઇ શકે. તેના માટે પણ સમયસૂચક પરમાત્માએ

એવમાએહિં આગારેહિં ' એવો શબ્દ તસ્સ ઉત્તરીનાં પાઠમાં પણ મુકેલ છે.

---

## પાઠ ૫, લોગસ્સને।.

લોગસ્સ ઉજ્જોયગરે–લોકને વિષે પ્રકાશ-નાં કરનાર.

ધમ્મ તિત્થયરે–ધર્મ અને તીર્થના ( સાધુ સાધવી શ્રાવક શ્રાવિકા રૂપી ) સ્થાપનાર.

જીણે–રાગદ્વેષનાં જીતનાર

અરિહંતે–અરિહંત દેવની.

કિત્તઇસ્સં–નામનું સ્મરણ કરીને સ્તુતિ કરૂંછું.

ચઉવીસંપી–ચોવિશે એકઠા.

કેવળી–કેવળજ્ઞાનનાં ધરણ હાર જેમકે.

ઉસભ-૧, ઋષભદેવ સ્વામી.

મજિયંચ-૨ અજીતનાથ સ્વામી.
વંદે-વંદુ છું; અથવા નમસ્કાર કરૂંછું.
સંભવ-૩ સંભવનાથ સ્વામી.
મભિનંદણંચ-૪ અભિનંદન સ્વામી.
સુમઇંચ-૫ સુમતિનાથ સ્વામી વળી,
પઉમપ્પહં-૬ પદ્મ પ્રભુ સ્વામી.
સુપાસં-૭ સુપાર્શ્વનાથ સ્વામી.
જીણંચ-રાગદ્વેષના જીતનાર વળી,
ચંદપ્પહં-૮ ચંદ્ર પ્રભુ સ્વામી.
વંદે-વાંદુ છું.
સુવિહિંચ-૯ સુવિધીનાથ સ્વામી વળી,
પુપ્ફદંતં-સુવિધીનાથ સ્વામીનું બીજું નામ
પુષ્પદંત સ્વામી પણ છે.
સિયલ-૧૦ શીતળનાથ સ્વામી.
સીજજંસ-૧૧ શ્રી શ્રેયાંસનાથ સ્વામી.
વાસુપુજજંચ-૧૨ વાસુપુજ્ય સ્વામી વળી,
વિમલ-૧૩ વિમળનાથ સ્વામી.

મણુંતંચ-૧૪ અનંતનાથ સ્વામી. વળી,
જીણું-રાગદ્વેષનાં જીતનાર.
ધમ્મં-૧૫ ધર્મનાથ સ્વામી.
સંતિ ચ-૧૬ શાન્તિનાથ સ્વામી.
વંદામિ-વાંદું છું.
કુંથું અરંચ મલ્લિં-૧૭ કુંથુનાથ અને ૧૮ અરનાથ સ્વામી વળી,
વંદે-૧૯ મલ્લિનાથ સ્વામી વાંદુ છું.
મુણી સુવ્વયં-૨૦ મુનિસુવ્રત સ્વામી.
નમિજિણુંચ-૨૧ નમિનાથ સ્વામી વળી,
વંદામિ-વાંદુ છું.
રિઠ્ઠનેમિ-૨૨ નેમનાથ સ્વામી.
પાસંતહ-૨૩ પાર્શ્વનાથ સ્વામી. તેમજ
વદ્ધમાણું ચ-૨૪ શ્રીમહાવીર સ્વામી. વળી,
એવંમએ-એ પ્રકારે.
અભિથ્થુયા-નામે કરી સ્તવ્યા છે.

વિહુય રય મલા-કર્મ રૂપી રજ મેલ ને
ટાળ્યા છે.
પહિણ જરમરણા-જરા ને મરણ ખપાવ્યા
છે.
ચઉવીસંપી જિનવરા-ચોવિશ જીનવર.
તિથ્થયરા-તિર્થંકર.
મે-મુજને.
પસીયંતુ-પ્રસન્ન થાઓ!
કિત્તિય-કીર્તિ કીધી.
વંદીય-નમસ્કાર કીધો.
મહિયા-શુભ ધ્યાન યોગે કરી પુજા કીધી.
જેએ લોગસ-જે ઉપર પ્રમાણે કહ્યા તે
લોકમાં.
ઉત્તમા સિદ્ધા-ઉત્તમ સિદ્ધ પદ પામ્યા.
આરોગ્ગ-સર્વ રોગ રહીત.
બોહિ લાભં-સમક્તિની પ્રાપ્તિ.
સમાહિ-સમાધી.

વર મુત્તમં-પ્રધાન સર્વોત્તમ.
દિંતુ-દીયો.
ચંદેસુ-ચંદ્રમાથી અધિક.
નિમ્મલયરા-નિર્મળ છો.
આઇચ્ચેસુ-સૂરજ થકી.
અહિયં પયાસયરા-અધિક પ્રકાશના કરનાર છો.
સાગર-સમુદ્ર.
વર-મ્હોટો.
ગંભીરા-ગંભીર એટલે મહોટા સમુદ્રથી પણ ગંભીર છો.
સિદ્ધા-એવા શ્રી સિદ્ધ ભગવાન.
સિદ્ધિં-મુક્તિપદ.
મમ દિસંતુ-મને દીયો.

---

## લોગસને સંવાદ.

વસંતરાય-મીત્ર ચમનરાય ! સામાયકનો પા-

આમો પાઠ શેનો અને શાં માટે મુકયો છે ?

ચમનરાય–પાંચમો પાઠ લોગગસનો છે; અને તે ચોવિશ તીર્થંકર દેવની સ્તુતિ કરવા માટે મુકયો છે.

વસંતરાય–એ ચોવિશ તિર્થંકર દેવ કયા દ્વિપનાં કયા ક્ષેત્રમાં થઈ ગયા છે ?

ચમનરાય–જંબુદ્વિપનાં ભરત ક્ષેત્રમાં.

વસંતરાય–હાલમાં તે ચોવિશમાનાં કયા તિર્થંકર દેવનું સાસન ચાલે છે ?

ચમનરાય–શ્રી મહાવીર સ્વામીનું.

વસંતરાય–તે મહાવીર સ્વામી ઇત્યાદિ તિ-ર્થંકરો હાલ કયાં બિરાજે છે ?

ચમનરાય–સિદ્ધ ક્ષેત્રમાં,

વસંતરાય–સિદ્ધ ક્ષેત્ર કયાં આવ્યું ?

ચમનરાય–લોકને મસ્તકે અને અલોકની નીચે.

વસંતરાય–મહાવીર સ્વામીનાં માતા પિતા

અને ભાઈનું નામ શું હતું? તેમજ તેઓ શ્રીનો જન્મ કયા શહેરમાં કઈ મીતીએ થયો છે?

ચમનરાય-માતાનું નામ ત્રીસલા દેવી, પીતાનું નામ સિદ્ધાર્થ રાજા, ભાઈનું નામ નંદિવર્ધન, અને જન્મ ક્ષત્રી કુંડ નગરમાં "ચૈત્ર સુદી તેરસ"ને દિવસે.

વસંતરાય-ત્યારે તો આપણે ચૈત્ર સુદી તેરસનો દિવસ "પરોપકારમાં, માબાપની ભક્તિમાં, સદ્‌ગુરૂની સેવામાં, અને દુઃખીઓને દિલાસો આપવામાં" કાઢવો જ જોઈએ કે નહિં?

ચમનરાય-મીત્ર વસંતરાય! આપનાં કહેવા મુજબ તે દિવસ આપણે ઉપર પ્રમાણે અવશ્ય કાઢવોજ જોઈએ.

## પાઠ ૬. સામાયક આદરવાની વિધી.

☞ પ્રથમ સાધુ મુનિરાજ બિરાજતા હોય તો તેની નહિંતર મંદિર સ્વામીની સામાયક કરવા માટે આજ્ઞા માગવી.

દ્રવ્યથકી-કાયાએ કરી.

સાવજજોગ સેવવાનાં-મન, વચન અને કાયાએ કરી પાપનાં વ્યાપારો કરવાની

પચ્ચખાણ-બંધી.

ક્ષેત્ર થકી આખાલોક પ્રમાણે-જમીનથી બધા જગત્માં.

કાળથકી-કેટલો વખત.

બે ઘડી ઉપરાંત ન પાળું ત્યાં સુધી-બે ઘડી ઉપરાંત જેટલો વખત રહેવું હોય ત્યાં સુધી.

ભાવથકી-મનની ધારણાથી.

છ કોટીએ પચ્ચખાણ-બે કરણને ત્રણજોગે કરી ને બંધી.

કરેમિ ભંતે-કરૂંછું હે પુજ્ય.
સામાયં-સમતા રૂપી સામાયક.
સાવજજં-પાપનાં કામની.
જોગં-મન વચન કાયાનાં જોગે.
પચ્ચખામિ-બંધી કરૂંછું.
જાવ નિયમ-જયાં સુધી નિયમની મર્યાદા
કરીછે ત્યાં સુધી.
પજજુવા સામિ-સેવા કરૂંછું.
દુવિહં તિવિહેણં-બે કરણે ને ત્રણજોગે.
નકરેમી નકારવેમી-કરૂં નહિંને કરાવું નહિં
(પાપ)
મણસા-મનેકરી.
વયસા-વચનેકરી.
કાયસા-કાયાએ કરી.
તસ્સ ભંત્તે-તે સર્વને હે પુજ્ય.
પડિક્કમામિ-નિવૃતું છું.
નિંદામી-આત્માની સાક્ષીએ નિંદુછું.

ગરિહામિ-ગુરૂની સાક્ષીએ ગ્રહુંછું.
અપ્પાણં-અશુભ જોગમાં જતા આત્માને.
વોસિરામી-'જું છું.

---

સામાયક આદરવાની વિધીનો સંવાદ.

વિવેકચંદ્ર-મીત્ર વિનયચંદ્ર! સામાયક આદરવની વિધીનો પાઠ કેટલામો છે? ને શા માટે મુકયો છે?

વિનયચંદ્ર-તે પાઠ છઠો છે; અને સામાયક કેવી રીતે કરવું, તેની સમજુતી આપવા માટે મુકયો છે.

વિવેકચંદ્ર-સામાયક કેટલી કોટીએ થાય? અને તે કોટી કઇ કઇ?

વિનયચંદ્ર-૭ કોટીએ થાય; બે કરણ ને ત્રણ જોગ.

વિનકચંદ્ર-બે કરણને ત્રણ જોગ કયા કયા?

વિનયચંદ્ર-પાપ કરૂં નહિ ને કરાવું નહિં એ

બે કરણ અને મન, વચન, ને કાયા
એ ત્રણ જોગ.

વિનકચંદ્ર-સામાયકમાં શેના પચ્ચખાણ કોની
સાક્ષીએ કર્યા છે ?

વિનયચંદ્ર-મન, વચન, કાયાએ પાપ કર-
વાનાં અને કરાવવાનાં પચ્ચખાણ ક-
રેલા છે. અને તે ગુરૂની અથવા તો
મંદીર સ્વામીની સાક્ષીએ કરેલા છે.

વિવેકચંદ્ર-મંદીર સ્વામી કોણ છે ? અને
તે ક્યાં બિરાજે છે ?

વિનયચંદ્ર-તેઓશ્રી તિર્થંકર છે; અને તે
પંચ મહાવિદેહ, ક્ષેત્રમાં બિરાજે છે.

વિવેકચંદ્ર-સામાયક એટલે શું ?

વિનયચંદ્ર-સમતા ભાવ.

---

## પાઠ ૭ નમોથ્થુણંનો.

નમોથ્થુણં-નમસ્કાર હોજો.

અરિહંતાણું-અરિહંત દેવને.
ભગવંતાણું-શ્રી ભગવંતને.
આઈગરાણું-ધર્મની આદિના કરનારને.
તિથ્થયરાણું-તિર્થનાં સ્થાપન્યારને ( સાધુ, સા-
ધવી, શ્રાવક, શ્રાવિકા, રૂપી તિર્થ )
સયંસંબુદ્ધાણું-પોતાની મેળે બુઝયા છે તેને.
પુરસોત્તમાણું-પુરૂષ માંહે ઉત્તમ.
પુરિસસિહાણું-પુરૂષ માંહે સિંહ સમાન.
પુરિસવર પુંડરિઆણું-પુરૂષ માંહે પુંડરીક
કમળ સમાન.
પુરિસવર-પુરૂષમાંહે પ્રધાન.
ગધ હથ્થીણું-ગંધ હસ્તી સમાન.
લોગુત્તમાણું-લોક મંહે ઉત્તમ.
લોગનાંહાણું-લોકનાં નાથ.
લોગહિયાણું-લોકનાં હિતકારી.
લોગપઇવાણું-લોકને વિષે દિપક સમાન.

લોગ પજ્જોયગરાણું-લોકમાં ઉદ્યોતના કર-
ણહાર.
અભયદયાણું-અભય દાનનાં દેનાર.
ચખ્ખુ દયાણું જ્ઞાનરૂપી ચક્ષુનાં દેનાર.
મગ્ગ દયાણું-મોક્ષ માર્ગનાં દેવા વાળા.
સરણ દયાણું-શરણનાં દેનાર.
જીવ દયાણું-સંયમ રૂપી જીવતરનાં દેનાર.
બોહિ દયાણું-બોધનાં દેનાર. (સમકીતરૂપ.)
ધમ્મ દયાણું-ધર્મનાં દેનાર.
ધમ્મ દેશીઆણું-ધર્મ ઉપદેશનાં દેનાર.
ધમ્મ નાયગાણું-ધર્મનાં નાયક.
ધમ્મ સારહિણું-ધર્મરૂપી રથનાં સારથિ.
ધમ્મ વર-ધર્મને વિષે પ્રધાન.
ચાઉરંત-ચાર ગતીનો અંત કરવા માટે.
ચક્ક વટ્ટિણું-ચક્રવૃત્તિ સમાન.
દીવો-સંસાર સાગરમાં બેટ સમાન.
તાણં-દુઃખનું નિવારણ કરનાર.

સરણં—આધાર.
ગઈ—ગતીમાં.
પઇઠા—પડતા જીવને.
અપડિહય—નથી હણાણું એવું.
વર નાણં—પ્રધાન જ્ઞાન.
દંસણ ધરાણં—દેખવું, ધારણ કરવું.
વિયટ્ટ છઉમાણં—ગયું છે છદમસ્ત પણું.
જિણાણં જાવયાણં—રાગદ્વેષને જીત્યા છે,
અને બીજાને જીતાવ્યા છે.
તીન્નાણું તારીયાણં—પોતે તર્યા છે, અને
બીજાને તારે છે.
બુદ્ધાણં બોહિયાણં—પોતે તત્વજ્ઞાનથી સ-
મજયા છે, અને બીજાને સમજાવ્યાછે.
મુત્તાણં મોયગાણં—પોતે અંતર બંધનથી
મુકાણા છે, અને બીજાને મુકાવ્યાછે.
સવ્વન્નુણં સવ્વદરિસિણં—સર્વજ્ઞાની છે, અને
સર્વ પદાર્થના દેખનાર છે.

સિવ-ઉપદ્રવ રહિત.
મયલ મરૂય-અચળ રોગ રહિત.
મખ્ખય-ક્ષય રહિત.
મણંત-અંત રહીત.
મવાબંહુ-બાધાપિડા રહિત.
મ પુણરાવંતિ-નથી ફરીથી અવતરવું જેને.
સિદ્ધિ ગઇ-એહવી સિદ્ધની ગતી.
નામધેયં-એવું નામ.
ઠાણં સંપત્તાણં-એવું સ્થાન પામ્યા છે.
નમો જિણાણં-નમસ્કાર હોજો એવા તિર્થંકરને
જિયભયાણં-સાતભયનાં જીતનારને.
મણંત-અંત રહીત.

---

## નમોથ્થુણં નો સંવાદ.

મગનલાલ-મીત્ર હીરાલાલ! નમોથ્થુણં નો પાઠ કેટલામો છે? અને શા માટે મુકયો છે.

હીરાલાલ-તે પાઠ સાતમો છે; અને અરિહંત તથા સિદ્ધ ભગવાનનાં ગુણગ્રામ ગાવા માટે મુકયો છે.

મગનલાલ-સામાયકમાં નમોથ્થુણું નો પાઠ કેટલીવાર બોલવો જોઇએ ?

હીરાલાલ-બે વખત.

મગનલાલ-બે વખત શા માટે ? તથા તે બેય વખતમાં પાઠની અંદર કોઇપણ શબ્દોનો ફેરફાર કરવો પડે છે ?

હીરાલાલ-પહેલું સિદ્ધ અને બીજાું અરિહંત ભગવાનનાં ગુણગ્રામ કરવા માટે; અરિહંતનું નમોથ્થુણું બોલતી વખતે 'ઠાણું સંપતાણુ ' ને બદલે ' ઠાણું સંપાવીઓ કામાણું ' કહેવું ને પછીના શબ્દ બોલવા નહિં.

મગનલાલ-ગુણગ્રામ કરવાથી શું લાભ થાય?

હીરાલાલ-કર્મની નિર્જરા થાય અને તેવા

ગુણો હૃદયમાં દાખલ થવાનો સમય પણ પ્રાપ્ત થાય.

---

## પાઠ ૮ સામાયક પાળવાની વિધિ.

દ્રવ્ય થકી સાવજ જોગનાં પચ્ચખાણ કર્યા હતાં તે પુરા થયા પાળું છું, ક્ષેત્ર થકી આખા લોક પ્રમાણે, કાળથકી બે ઘડી ઉપરાંત, ભાવ થકી છ કોટીએ પચ્ચખાણ કર્યા હતા તે પુરા થયાં પાળું છું. એહવા નવમા સામાયક વૃત્તનાં.

પંચઅઇઆરા–પાંચ અતિચાર.

જાણીયવ્વા–જાણવા.

ન સમાયરિયવ્વા–આચરવા નહિં.

તંજહા–તે પ્રમાણે.

તે આલોઉં–તે કહી દેખાડું છું.

મણ દુપ્પણિ હાણે મન માઠું પ્રવર્તાવ્યું હોય.

વય દુપ્પણિ હાણે–વચન માઠું પ્રવર્તાવ્યું હોય.

**કાય દુપ્પણિ હાણે**-કાયા માઠી પ્રવર્તાવી હોય.

**સામાઇયસ્સસઈ**-સમતારૂપ સામાયક.

**અકરણયાએ**-બરાબર કીધું કે નહિં.

**સામાઇયસ્સ**-સામાયક.

**અણવઠિયસ્સ સઈ કરણયાએ**-પુરૂં થયા વિનાં પાળ્યું હોય.

**તસ્સ મિચ્છામિ દુક્કંડ**-તેનું ખોટું કીધેલું નિષ્ફળ થાઓ !

સામાયકને વિષે દશ મનના, દશ વચનના, બાર કાયાના એ બત્રીસ દોષમાંથી કોઇ દોષ લાગ્યો હોય તો તસ્સ મિચ્છામી દુક્કડં.

સામાયકમાં **આહારસંજ્ઞા**-ખાવાની ઇચ્છા થઇ હોય. **ભયસંજ્ઞા**-બીક લાગી હોય. **મૈથુનસંજ્ઞા**-મૈથુનની ઇચ્છા થઇ હોય. **પરિગ્રહ સંજ્ઞા**-માયા વિગેરેની ઇચ્છા કરી હોય. **એ ચાર સંજ્ઞા માંહેલી કોઇ પણ સંજ્ઞા કરી હોય તો તસ્સ મિચ્છામી દુક્કડં.**

સામાયકમાં **સ્ત્રી કથા, રાજકથા, ભતકથા, દેશકથા** એ ચાર કથા માંહેલી કોઇ કથા કરી હોય તો તસ્સ મિચ્છામી દુક્કડં.

**સામાયિક સમકાયેણં**—સામાયક કાયાએ બરાબર રીતે.

**ફાસીયં**—સ્પર્શ કર્યું અંગિકાર કર્યું.

**પાલીયં**—તેવુંજ પાળ્યું.

**સોહિયં**—શુદ્ધ કર્યું.

**તિરિયં**—પાર ઉતાર્યું.

**કિત્તિયં**—કીર્તિ કીધી.

**આરાહિયં**—આરાધનાં કીધી.

**આણાએ**—વિત્તરાગ દેવની આજ્ઞાને.

**અણુંપાલીતા**—ઉલટી પાળી હોય.

**ન ભવઈ**—તે પ્રમાણે ન વર્તાણું હોય.

**તસ્સ મિચ્છામી** દુક્કડં—તે ખોટા કીધાનું ફળ નિષ્ફળ જાઓ !

સામાયક વિધીએ લીધું, વિધીએ પાળ્યું,

વિધીએ કહેતા અ વિધીએ થયું હોય તો મિચ્છામી દુક્કડં. સામાયકમાં અતિક્રમ, વ્યતિક્રમ, અતિચાર, અણાચાર, અજાણતા, મન, વચન, કાયાએ કરી જે કોઇ પાપ દોષ લાગ્યો હોય તો તસ્સ મિચ્છામી દુક્કડં.

સામાયકમાં કાનો, માત્રા, મીંડી, પદ, અક્ષર, ગાથા, સૂત્ર, ઓછું, અધિક, અને વીપરિત વર્તાણું હોય તો તસ્સ મીચ્છામી દુક્કડં.

☞ ત્યાર પછી આગળ મુજબ બે નમોથ્થુણું કહેવા.

---

## સામાયક પાળવાની વિધીનો સંવાદ.

ભોગીલાલ-મીત્ર ભુપતલાલ! સામાયકમાં પાળવાની વિધીનો પાઠ કેટલામો છે? અને શા માટે મુકયો છે?

ભુપતલાલ-તે પાઠ આઠમો છે; અને સામાયક કેવી રીતે પાળવું તેની સમજુતી

આપવા માટે મુકયો છે.

ભોગિલાલ-સામાયકમાં ચાર સંજ્ઞાની માફી માગવામાં આવે છે તે સંજ્ઞા કઇ કઇ?

ભુપતલાલ-૧ આહાર સંજ્ઞા, ૨ ભય સંજ્ઞા, ૩ મૈથુન સંજ્ઞા, અને ૪ પરિગ્રહ સંજ્ઞા.

ભોગિલાલ-અતિક્રમનો દોષ કેવી રીતે લાગે?

ભુપતલાલ-જરા પણ પાપ કરવાનું મન કર્યું એટલે અતિક્રમનો દોષ લાગી ચુકયો સમજવો.

ભોગિલાલ-વ્યતિક્રમ એટલે?

ભુપતલાલ-પાપી ઇચ્છાથી પરાઇ ચીજ લેવા માટે પગલું ભર્યું હોય.

ભોગિલાલ-અતિચાર એટલે?

ભુપતલાલ-તે ચીજનો લેવાની ઇચ્છાએ સ્પર્શ કર્યો હોય.

ભોગિલાલ-અણાચાર એટલે?

ભુપતલાલ-તે ચીજ લઇ લીધી અને તેના

પર સ્વ માલીકી દર્શાવી તેનો ભોગ ઉપભોગ કર્યો હોય.

**ભોગિલાલ**–સામાયકનાં મન, વચન, કાયાનાં મળીને કેટલા દોષ છે?

**ભુપતલાલ**–બત્રીસ. ૧૦ મનનાં, ૧૦ વચનનાં, અને ૧૨ કાયાનાં.

**ભોગિલાલ**–સામાયક પાળ્યાના પાઠનો ઉચ્ચાર કર્યા પછી કાંઇપણ બોલવાનું બાકી રહે છે?

**ભુપતલાલ**–જીહા! નમોથ્થુણંનાં બે પાઠ બોલવા.

"સમાપ્ત."

# સાહિત્ય પ્રેમીઓને ખુશખબર.

પુરૂષાર્થનો વ્યય કેવી રીતે કરવો જોઇએ ? જીવન વ્યવહાર કેવા કર્ત્તવ્યથી ચલાવવાથી શાંતિ, સુખ, અને કીર્તિ મળી શકે ? તેમજ સતી સ્ત્રીઓ સત્ય શીલ સાચવવા કેવી મુશ્કેલીઓ સહન કરે છે તે જાણવું હોય ? અને વ્યભિચારીઓની દુર્દશા જાણવી હોય ? તો તમારે એકવાર.

**'સત્ય પ્રકાશ ભા. ૧. ૨.'**

અવશ્ય વાંચવો. પાકું પુંઠું. સારા કાગળ છતાં કિંમત જુદા જુદા ભાગનાં આઠ આઠ આનાં. બન્ને ભેગા લેનારને ૦—૧૪—૦માં મળશે. પોષ્ટેજ મંગાવનાર ને શિર.

બીજો ભાગ કાચા પુંઠાનો પણ મળશે. ૦--૬—૦

લખો.

મંગળજી હરજીવન ચીતલીયા.
માંગરોળ બંદર.
( કાઠીઆવાડ. )

# વહેલો તે પહેલો.

હૃદયને શુદ્ધ કરનાર, પવિત્ર [
જન્મ આપનાર, મકાનની સૌંદર્યતા[
કરનાર, અને અનીતિ મય જીવનથ[
નાર 'અમૂલ્ય વચનામૃતો' ના[
ગીન' તકત્તાઓ તૈયાર છે. કે જે[
ચોવીસ તિર્થંકર અને પ્રાચીન મહા[
નાં નામો પણ આકર્ષીય રીતે [
આવેલ છે. જૈન તેમજ જૈનેત્તરે પણ આ તક-
તાઓ અવશ્ય ગ્રહણ કરવા યોગ્ય છે.

| | |
|---|---|
| ખાલી જાડા કાગળનો તકત્તો. કિ. | ૦—૧—૦ |
| જાડા પુંઠા પર ચોડેલો તકતો. | ૦—૩—૦ |
| કાચથી મઢેલો તકતો. | ૦—૧૨—૦ |

પોષ્ટેજ મંગાવનારને શિર છે.

લખો.

મંગળજી. હરજીવન ચીતલીયા.

માંગરોળ બંદર.

( કાઠીઆવાડ ).